# સામાયિક સૂત્ર.

## અર્થ સહ.

અને

મહાવીર જિન મંડળીમાં ગવાતા

## રાસાદિ સ્તવનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

## મહાવીર જિન મંડળી.

મુંબઈ.

રાજ્યભક્ત પ્રીન્ટીંગ પ્રેસમાં

સાંકળચંદ મહાસુખરામે છાપ્યાં.

સંવત ૧૯૫૨—સને ૧૮૯૫.

# સામાયક સૂત્ર.

## અર્થ સહિત.

---

## સામાયક લેવાની વિધિ.

પ્રથમ ઉંચે આસને પુસ્તક પ્રમુખ મુકીને શ્રાવક શ્રાવિકાએ કટાસણું, મુહુપતિ, ચરવળો લેઈ શુદ્ધ વસ્ત્ર પેહેરી જગ્યા પુંજી કટાસણા ઉપર બેસી મુહુપતિ ડાબા હાથમાં મુખ પાસે રાખી જમણો હાથ થાપના સનમુખ રાખી ૧ નવકાર ગણી સુત્રાં કહેવાં

## અથ નવકાર (પ્રથમ મંગળ.)

નમો અરિહંતાણં—બાર ગુણે કરી વિરાજમાન જે અરિહંત ભગવાન તેમને નમસ્કાર થાઓ.

નમો સિદ્ધાણં—આઠ ગુણોએ કરી સહિત જે સિદ્ધ ભગવાન તેમને નમસ્કાર થાઓ.

નમો આયરિઆણં—પાંચ પ્રકારના આચારને પાળનાર અને છત્રીશ ગુણોએ કરી સહિત હોય એવા આચારજ ભગવાનને નમસ્કાર થઓ.

નમો ઉવજ્ઝાયાણં—પચીસ ગુણોને ધારણ કરનાર ઉપાધ્યાયજીને નમસ્કાર થાઓ.

નમો લોએ સબ્બ સાહુણં—અઢીદ્વીપના લોકમાંના સર્વ સાધુઓ જે સત્તાવિંશ ગુણોએ કરી સહિત હોય તેમને મારો નમસ્કાર થાઓ.

એસો પંચ નમુક્કારો—એ પંચ પરમેષ્ઠીને નમસ્કાર છે.

સવ્વ પાવ પણાસણો—એ સર્વ પાપ ને નાશ કરવંાવાળા છે.

મંગલાણં ચ સવ્વેસિં—સર્વ મંગળમાં પઢમં હવઈ મંગલં-એ પેહેલું મંગળ છે.(પછી)

## અથ પંચિંદિય.

પંચિંદિય સંવરણો-પાંચ ઈંદ્રીને વશ કરે.

તહ નવવિહ બંભચેર ગુત્તિ ધરો-નવ ભેદે બ્રહ્મચર્યની ગુપ્તી ધારણ કરે.

ચઉવિહ કસાય મુકકો-ચાર પ્રકારના કષાયનેછાંડે

ઈઅ અઠ્ઠારસ ગુણેહિં સંજુત્તો-એ અઢારં ગુણે સંયુક્ત ગુરૂ આચાર્ય છે.

પંચ મહવ્વય જુતો-પાંચ મહાવૃતે યુક્ત છે.

પંચવિહાયાર પાલણ સમથ્થો-પાંચ વિધ આચાર પાળવો સમર્થ છે.

પંચ સમિઓ તિ ગુત્તો–પાંચ સમિતિ અને
ત્રણ ગુપ્તી એ આઠ વચન પાળે.
છત્તીસ ગુણો ગુરૂ મજ્ઝ–એવા છત્રીશ તેને
છત્રીસગણા કરે તે ગુણ સહિત મારા
ગુરૂ છે. (પછી)

## અથ ઇચ્છામિ ખમાસમણ.

ઇચ્છામિ—ઇચ્છું છું.
ખમાસમણો—ક્ષમા સહિત સાધુ.
વંદઉં જાવણિજ્જાએ નિસીહિઆએ–વાંદવાને,
શરિરની શક્તિ સહિત પાપ વ્યાપારનો
નિષેધ કરીને.
મથ્થએણ વંદામિ–મસ્તક વડે વાંદુ છું (પછી)

## અથ ઇરિયાવહિયા

ઇચ્છાકારેણ–ઇચ્છાએ કરીને.
સંદિસહ ભગવંત–ભગવંત આદેશ આપો.

ઇરિયાવહિયં પડિક્કમામિ—માર્ગમાં ચાલતાં
જે પાપ થાય તેથી હું નિવરતું છું
ઇચ્છં ઇચ્છામિ પડિક્કમિઉં—મારા મનની
ઇચ્છાએ પાપને પરીહરવું તે ઇચ્છું છું
ઇરિયા વહિયાએ—માર્ગમાં ચાલતાં જીવની.
વિરાહુણાએ—વિરાધના થઈ હોય.
ગમણાગમણે—જતાં આવતાં.
પાણક્કમણે—કોઈ જીવ ચાંપ્યો હોય.
બીયક્કમણે—બીજ સુકાં લીલાં ચાંપે.
હરિયક્કમણે—લીલી વસ્તુ ચાંપી હોય.
ઓસાઉત્તિંગ—ઠારનું પાણી તથા કિડીઆરૂં.
પણગદગ—પાંચ વર્ણી સેવાલ (નિલ ફુગ)
તથા કાચું પાણી.
મટ્ટી મક્કડા—માટી, કરોળીયાના પડ.
સંતાણા સંકમણે—સંતાપ્યા હોય, ચાંપ્યા હોય.

જે મે જીવા વિરાહિયા–એ જે જીવની વિરાધના કીધી.

એગિંદિયા–એક ઇંદ્રીવાળા, (પૃથ્વી, પાણી, અગ્ની, વાયરો અને વનસ્પતી.)

બેઇંદિયા–બે ઇંદ્રીવાળા, (કીડા, અળસીયા પાણીના પુરા વિગેરે.)

તેઇંદિયા–ત્રણ ઇંદ્રીવાળા, (માંકણ, કીડી, મંકોડા વિગેરે.)

ચઉરિંદિયા–ચાર ઇંદ્રીવાળા, (માંખી, ભમરા, કુદાં વિગેરે.)

પંચિંદિયા–પાંચ ઇંદ્રીવાળા, (મનુષ્ય, ત્રીજંચ વિગેરે જીવોને).

અભિહયા–સામા આવતાં હણ્યા હોય.

વત્તિયા–ધુળે કરી ઢાંક્યા હોય.

લેસિયા–ભુમી સાથે ભીંતે ઘસ્યા.

સંઘાઇયા—માંહો માંહે શરીરે શરીર મે-
ળવ્યાં હોય.

સંઘટિઆ—એક પાસુ ફેરવી પીડા કરી.

પરિયાવિયા—પીટયા એટલે પરિતાપ ઉ-
પજાવ્યા.

કિલામિયા—જેથી કોઇના દિલને અફસોસી
ઉપજી હો.

ઉદ્દવિયા—ઉપદ્રવ કર્યા, ત્રસવ્યા હોય.

ઠાણાઓઠાણું સંકામિયા—એક સ્થાનકથી
બીજે સ્થાનકે મુકયા હોય.

જિવિયાઓ વવરોવિયા—આવખા થકી ચુ-
કાવ્યાં.

તસ્સ મિછામિ દુક્કડં—તે પાપ મિથ્યા-
નિષ્ફળ થાઓ. (પછી)

## અથ તસ્સઉત્તરી.

તસ્સ ઉત્તરી કરણેણં—તે પાપ શુદ્ધ કરવાને.

પાયચ્છિત્ત કરણેણં-તે પાપ છેદ કરવાને.
વિસોહી કરણેણં-આત્માને શુદ્ધ કરવાને.
વિસલ્લી કરણેણં-આત્માને માયાદી ત્રણ
શલ્ય રહિત કરવાને.
પાવાણં કમ્માણં-પાપ કર્મ તેને.
નિગ્ઘાયણઠ્ઠાએ-ટાળવાને અર્થે.
ઠામિ કાઉસ્સગ્ગં-કાઉસગ્ગ કરૂં છું.(પછી)

## અથ અન્નથ્થ ઉસસિએણં.

અન્નથ્થ ઉસસિએણં-કાયા હાલે તો ભંગ
ન થાય, ઉંચો શ્વાસ લેતાં.
નીસસિએણં-નિચો શ્વાસ લેતાં.
ખાસિએણં-ઉધરસ આવે તો.
છીએણં-છીંક આવે તો.
જંભાઈએણં-બગાસું આવે તો.
ઉડ્ડુએણં-ઓડકાર આવે તો.
વાય નિસગ્ગેણં-વાયરો સંચરવે કરી.

ભમલિએ-ભમરી આવવે કરી.
પિત્તમુચ્છાએ-પિત્તની મુર્છાદીકે.
સુહુમેહિં અંગ સંચાલેહિં-શરીરને ઉક્રાંટો આવવે કરી.
સુહુમેહિં ખેલ સંચાલેહિં-બળખો આઘો પાછો નાંખવે કરી.
સુહુમેહિં દીઠ્ઠ સંચાલેહિં-આંખની દ્રષ્ટી આઘી પાછી કરવે કરી.
એવમાઈએહિં આગારેહિં-એ આદે દેઈ બીજા પણ આગારથી.
અભગ્ગો-મારો કાઉસ્સગ્ગ ન ભાંગો.
અવિરાહિઓ-વિરાધના રહિત.
હુજ્જ મે કાઉસ્સગ્ગો-મારો કાઉસ્સગ્ગ હોય.
જાવ અરિહંતાણં ભગવંતાણં-જ્યાં સુધી અરિહંત ભગવંતનું નામ લઉં ત્યાંસુધી.

નમુક્કારેણં-નોકારનો પદ કરૂં.

ન પારેમિ તાવકાય'-ન પાળું ત્યાં લગી કાયાને.

ઠાણેણં-એક ઠેકાણે,

મોણેણં-મૌનથી ( અણબોલવે. )

ઝાણેણં-ધ્યાનથી.

અપ્પાણં વોસરામિ-કાયાને તજું છું.

(પછી ૪ નવકારનો અથવા ૧ લોગસ્સનો કાઉસગ્ગ કરી પ્રગટ લોગસ્સ કેહેવો.)

## અથ લોગસ્સ.

લોગસ્સ ઉજ્જોઅગરે-લોકને વિષે ઉદ્યોતના કરનાર.

ધમ્મ તિથ્થયરે જિણે-ધર્મ તિર્થના કરણહાર

અરિહંતે કિત્તઈસ્સં-કર્મરૂપ વેરીના હણનારની કિર્તી કરૂં છું.

ચઉવિસંપિ કેવલી-એ ચોવીસે કેવળી છે.

ઉસભ મજિઅં ચ વંદે-પેહેલા શ્રી રિખવ
દેવ, વળી બીજા અજીતનાથને વાંદું છું.
સંભવ મભિણંદણં ચ સુમઇંચ-૩જા સભવ-
નાથ, ૪થા અભિનંદન, ૫મા સુમતિનાથ.
પઊમપ્પહં સુવામં જિણં ચ ચંદપ્પહં વદે-
૬ઠા પદ્મપ્રભુ, ૭મા સુપાર્શ્વનાથ, રાગ
દ્વેષના જીતનાર ચંદ્રપ્રભુને વાંદુ છું.
સુવિહિં ચ પુપ્ફદત-સુવધિનાથ તથા પુ-
ષ્ફદંત એ બે નામ ૯ માંના.
સીઅલ સિજ્જંસ વાસુપુજ્જંથ-૧૦ મા
સિતળનાથ, ૧૧મા શ્રેયાંસનાથ, ૧૨મા શ્રી
વાસુપુજ્ય વિમલ મણુંતં ચ જીણું-૧૩મા
વિમળનાથ,
૧૪મા અનંતનાથ રાગ દ્વેષના જીતનાર.
ધમ્મં સંતિ ચ વંદામિ-૧૫મા શ્રી ધર્મના-
થ ૧૬મા શ્રી સાંતિનાથને વાંદું છું.

કુંથું અરંચ મલ્લિં—૧૭મા કુંથુનાથ, ૧૮મા અરનાથ, ૧૯મા શ્રી મલ્લીનાથ.

વંદે મુણિસુવ્વયં નમિજીણંચ—૨૦મા મુની-સુવૃત, ૨૧મા નમીનાથને હુ વાંદું છું.

વંદામિ રહુનેમિ—૨૨ અરિષ્ટને નેમનાથ હુ વાંદું છું.

પાસં તહ વદ્ધમાણુંચ—૨૩મા પાર્શ્વનાથ તેમજ ૨૪મા વર્ધમાનસ્વામી.

એવં મએ અભિથુઆ—મેં એણી પ્રકારે કીર્તી કરી તે કેવા છે.

વિહુય રય મલા—જેણે કર્મરૂપ રજ મેલ ટાળ્યા છે.

પહીણુ જરમરણા—જેણે જરા અને મરણ-નાં દુઃખ ખપાવ્યાં છે.

ચઉવીસંપિ જિણવરા તિથ્થયરા મે પસીયંતુ—એ ચોવિસે તિર્થંકર રાગ દ્વેષના જીત-નાર (મને પ્રસન્ન થાઓ.)

કિત્તિય વંદિયં મહિયા—એમ કિર્તી જે
  શોભા તેણે કરી વાંદું છું.
જે એ લોગ્ગસ્સ ઉત્તમાસિદ્ધા—જે એ લો-
  કને વિષે ઉત્તમસિધ્ધ થયા.
આરૂગ્ગ બોહીલાભં—સમકિત બોધબિજ
  પામીને રોગ રહિત થયા.
સમાહિવર મુત્તમંદિંતુ—સમાધિ પામીને
  ઉત્તમ પ્રધાન એવી મુકિત આપો.
ચંદેસુ નિમ્મલયરા આઈચ્ચેસુ અહિયં
પયાસયરા—ચંદ્રમા પરે નિર્મલ, સુર્યથી
  અધિક પ્રકાશના કરણહાર.
સાગરવર ગંભીરા સિધ્ધા સિધ્ધંમમદિ-
સંતુ—એવા સિધ્ધ મુજને સિધ્ધી દેખાડો.
  પછી એક ખમાસમણું દેઈ ઈચ્છાકારે
ણું સંદિસહ ભગવાન સામાયક મુહુપતી
પડિલેહુ. એમ કહી મુહુપતી અંગના પડિ

લેહણુના ૫૦ બોલ કહી, મુહુપતી પડિલે હવી, પછી એક ખામાસમણું દેઈ ઈચ્છાકારેણ સંદિસહ ભગવાન સામાયક સંદિસાહુ. ઈચ્છં. વળી ખમાસમણુ દેઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન સામાયક ઠાઊ. એમ કહી બે હાથ જોડી ૧ નવકાર ગણી ઈચ્છકારી ભગવાન પસાય. કરી સામાયક ડંડક ઉચરાવોજી, એમ કેહેવું. (વડિલ હોય તે કરેમિભંતે કહે.)

## અથ કરેમિભંતે.

કરેમિ ભંતે–ભગવંત હું કરૂં છું.

સામાઈયં–સમતારૂપ સામાયક.

સાવજ્જં જોગં–સાવધ જે પાપના રોગ.

પચ્ચખ્ખામિ–તે ત્યાગ કરૂં છું.

જાવ નિયમં–જ્યાં સુધી નિમ લીધું છે ત્યાં સુધી.

પજ્જુવાસામિ-આરાધું-ભક્તિ કરૂં છું.
દુવિહં-બે ભેદ: કરવું નહીં કરાવવું નહીં તે.
તિવિહેણં-ત્રણ ભેદ તે મન, વચન, કાયા
તેણે કરી.
મણેણં વાયાયે કાયેણં-મન વચન કાયાયે
કરીને.
ન કરેમિ ન કારવેમિ-ન કરૂં તથા ન કરાવું.
તસ્સ ભંતે-હે ભગવંત તેથી હું.
પડિક્કમામિ નિંદામિ-નિવર્તું છું. પરિહરૂં
છું. નિંદું છું.
ગરિહામિ-ગુરૂની સાથે ગહું છું.
અપ્પાણં વોસિરામિ-મારા આતમાને વો-
સરાવું છું.

પછી ખમાસણું દેઈ ઇચ્છાકારેણ સંદિ-
સહ ભગવાન બેસણે સંદિસાહું. ખમાસણું
દેઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન બેસણે

કાઉ. ખમાસમણું દેઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન સજ્ઝાય સંદિસાહુ. ખમાસમણું દેઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન સજ્ઝાય કરૂં. એમ કહી ૩ નવકાર ગણવા. પછી બે ઘડી કાચી લગી ધર્મ ધ્યાન કરીને સામાયક પારીએ.



# અથ સામાયક પારવાની વિધિ.

પ્રથમ ખમાસમણું દેઈ આગળ કહેલા ઇરિયાવહિયાથી તે યાવત લોગસ્સ સુધી કહી. ખમાસમણું દેઈ મુહપતિ પડીલેહિએ. પછી ખમાસમણું દેઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન સામાયક પારૂં. યથાશકિત. પછી ખમાસમણું દેઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન સામાયક પાર્યું. તહ-

ત્તિ. એમ કહી જમણા હાથ ચવળા અ. થવા કટાસણા ઉપર થાપી ૧ નવકાર ગણી સામાઇય વયજુત્તો કેહેવો.

## અથ સામાઇય વય જુત્તો.

સામાઇય વયજુત્તો-સામાયકના વૃતે યુકત.
જાવ મણ હોઈ નિયમ સંજુત્તો-સરખો
નિયમે સંજુકત.
છિન્નઈઅસુહંકમ્મં-ત્યાં અશુભ કર્મને તોડે.
સામાઇય જતિઆ વારા-તેથી સામાયક
યુકત વ્યાપાર કરવો.
સામાઈઅંમિ ઉ કએ-સામાયક એ કારણે
કરવી તે હવે કહે છે.
સમણો ઇવ સાવઓ હવઈ જમ્હા-શ્રાવક
છે તે પણ સાધુની પેરેજ હોય.
એએણ કારણેણં-એ કારણ થકી.

બહુસો સામાઇઅં કુઆ—ઘણા સઇકિડા સામાયક કરવા.

સામાયક વિધિ લીધુ, વિધિ પરિયું, વિધિ કરતાં જે કોઈ અવિધિ હુઓ હોય તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિદુક્કડં. દસ મનના, દસ વચનના, બાર કાયાના, એવં ૩૨ દોષમાં જે કાંઈ દોષ લાગ્યો હોય તે સવિહું મન વચન કાયાએ કરી તસ્સમિચ્છામિ દુક્કડં. એમ કહી જમણો હાથ થાપના સામે રાખી ૧ નવકાર ગણીએ.

## અથમુહુપતિનાપ૦બોલઅંગસુદ્ધાંના

૧ સુત્ર અર્થ તત્વ કરી સદ્દહુ ૨ સમકિતમોહની ૩ મીશ્રમોહની ૪ મિથ્યાતમોહની પરીહરૂં.

૫ કામરાગ ૬ સ્નેહરાગ ૭ દ્રષ્ટીરાગ પરીહરૂં.

૮ સુદેવ ૯ સુગુરૂ ૧૦ સુધર્મ આદરૂં.

૧૧ કુદેવ ૧૨ કુગુરૂ ૧૩ કુધર્મ પરીહરૂં.

૧૪ જ્ઞાન ૧૫ દર્શન ૧૬ ચારિત્ર આદરૂં.

૧૭ જ્ઞાન ૧૮ દર્શન ૧૯ ચારિત્ર વિરાધના પરીહરૂં.

૨૦ મનગુપ્તિ ૨૧ વચનગુપ્તિ ૨૨ કાયગુપ્તિ આદરૂં.

૨૩ મનદંડ ૨૪ વચનદંડ ૨૫ કાયદંડ પરીહરૂં.

એ પચીસ બોલ મુકિતના.

## અંગના પચીશ બોલ.

૧ હાસ્ય ૨ રતિ ૩ અરતિ પરીહરૂં ડાબે હાથે પડીલેહવા. ૪ ભય ૫ સોગ ૬ દુગંછા પરીહરૂં. જમણે હાથે પડીલેહવા ૭ કૃષ્ણલેશ્યા ૮ નીલલેશ્યા ૯ કાપોતલેશ્યા પરીહરૂં. માથા ઉપર પડીલેહવા.

૧૦ રસગારવ ૧૧ રિદ્ધિગારવ ૧૨ સાતા ગારવ પરીહરૂં. મોઢે પડીલેહવા.

૧૩ માયાશલ્ય ૧૪ નિયાણાશલ્ય ૧૫ મિથ્યાત શલ્ય પરીહરૂ. છાતી આગળ પડીલેહવા.

૧૬ ક્રોધ ૧૭ માન પરીહરૂં. પુંઠે પડી લેહવા. ૧૮ માયા ૧૯ લોભ પરીહરૂ. આગળ પડી લેહવા.

૨૦ પૃથ્વિકાય ૨૧ અપકાય ૨૨ તેઉકાયની જયણા કરૂં, ડાબે પગે પડીલેહવા.

૨૩ વાઉકાય ૨૪ વનસ્પતિકાય ૨૫ ત્રસકાયની રક્ષા કરૂં, જમણે પગે પડી લેહવા.

એ રીતે સાધુ શ્રાવકને બોલ ૫૦ કહેવા અને સાધવી શ્રાવિકાને ૩ લેશ્યા,

૩ શલ્ય, ૪ કખાય, એ હસ શિવાય ૪૦ બોલ કહેવા.

---

## સામાયકના બત્રીસ દોષ.

### મનના ૧૦ દોષ.

૧ વૈરી દેખી રીસ કરે. ૨ અવિવેક ચિંતવે, ૩ અર્થ ન ચિંતવે, ૪ મનમાં ઉદ્વેગ ધરે, ૫ જશની વાંછના કરે, ૬ વિનય ન કરે, ૭ ભય ચિંતવે, ૮ વ્યાપાર ચિંતવે, ૯ ફળનો સંદેહ રાખે ૧૦ નિયાણું કરે.

### વચનના ૧૦ દોષ.

૧ કુવચન બોલે, ૨ હુંકાર કરે, ૩ પાપ આદેશ દીએ ૪ લવારો કરે, ૫ કલહ કરે,

૬ આવોજાવો કહે, ૭ ગાળ બોલે, ૮ બાળક રમાડે, ૯ વિકથા કરે, ૧૦ હાંસી કરે.

## કાયાના ૧૨ દોષ.

૧ આસન ચપલ, ૨ ચારે દિશાએ જુવે, ૩ સાવદ્ય કામ કરે, ૪ આળશ મરડે, ૫ અવિનય બોલે, ૬ ઓઠું લેઈ બેસે, ૭ મેલ ઉતારે, ૮ ખરજ ખણે, ૯ પગ ઉપર પગ ચડાવે, ૧૦ અંગ ઊઘાડું મુકે, ૧૧ અંગ ઢાંકે, ૧૨ ઉંઘે.

## ચૈત્યવંદન કરવાની વિધિ.

(પ્રથમ) ઇચ્છામિ ખમાસમણો વંદિઉંજાવણિજ્જાએ નિસીહિઆએ મથ્થએણ વંદામિ. ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન ચૈત્યવંદન કરૂં.

(એમ કહીને ચૈત્યવંદન કહેવું.)

## અથ ચૈત્યવંદન.

આજ દેવ અરિહંત નમું, સમરૂં તોરૂં
નામ; જ્યાં જ્યાં પ્રતિમા જિન તણી, ત્યાં
ત્યાં કરૂ પ્રમાણ.
સેત્રુંજે શ્રી આદિ દેવ, નેમ નમું ગિરનાર;
તારંગે શ્રી અજિતનાથ, આબુ રીખવ જુહાર.
અષ્ટાપદ ગિરી ઉપરે, જિન ચોવીસે જોય;
મણીમય મુરત માનશુ ભરતે ભરાવી સોય.
સમેતશિખર તિરથ વડો, જ્યાં વિશે જિન
પાય;
વૈભાર ગિરિવર ઉપરે, વીર જિનેશ્વર રાય.
માંડવઘડનો રાજીઓ, નામે દેવ સુપાશ;
રિખવ કહે જિન સમરતાં પહોંચે મનની આશ

## અથ જંકિંચિં.

જંકિંચિ નામ તિથ્થં-જે કોઈ નામ તિર્થ

હોય. સગ્ગેપાયાલમિણુ સેલોએ-સ્વર્ગને વિષે, પાતાળ લોક વિષે, અને મનુષ્ય લોકને વિષે.

જાઇંજીણ બિંબાઇં-જે ઠેકાણુ તિર્થંકર ભગવાનના બિંબ હોય.

તાઇં સવ્વાઇવિંદામિ—તે સર્વ બિંબને હું વાંદું છું, નમસ્કાર કરૂં છું.

## અથ નમુથ્થુણં.

નમુથ્થુણં—નમસ્કાર થાઓ.

અરિહંતાણં-આઠ કર્મરૂપી વૈરીને હણ્યા તે અરિહંત ભગવાનને.

ભગવંતાણં-ભગવાનને.

આઇગરાણં-ધર્મની શરૂઆત કરનારને.

તિથ્થયરાણં-તિર્થંકર ભગવાનને.

સયંસંબુદ્ધાણં-પોતે પોતાની મેળે પ્રતિબોધ પામેલા તેમને.

પુરિસુત્તમાણું-પુરૂષ માંહે ઉત્તમ છે તેમને.
પુરિસસીહાણું-પુરૂષ માંહે વર પ્રધાન પું-
ડરિક કમળ સમાન છે તેમને.
પુરિસવર ગંધહથ્થીણું-પુરૂષ માંહે પ્રધાન
ગંધ હસ્તિ જેવા છે તેમને.
લોગુત્તમાણું-સમસ્ત લોકમાં ઉત્તમ.
લોગનાહાણું-લોકના નાથને.
લોગહિઆણું-લોકના હિત કરનારને.
લોગપઈવાણું-લોકમાં દિવા સમાન છે.
ભવ્ય જીવોના સમુહને વિષે ભગવંત
સુર્યની પેઠે ઉદ્યોતના કરનાર છે.
લોગપજ્જોઅગરાણું-લોકને વિષે વિશેષ
પ્રકાશ કરનાર છે તેમને.
અભયદયાણું-અભયદાનના દેવાવાળા છેતેમને
ચક્ખુદયાણું-જ્ઞાનરૂપ ચક્ષુના આપનાર
છે તેમને.

મગ્ગ દયાણં-મોક્ષનો માર્ગ આપનાર છે તેમને.

સરણ દયાણં-સરણના દેવાવાળા છે તેમને.

બોહિ દયાણં-બોધ બીજરૂપ સમકિતના આપનાર છે તેમને.

ધમ્મ દયાણં-ધર્મના આપનારને.

ધમ્મ દેસિયાણં-સર્વ વિરતિ દેશ વિરતિરૂપ ધર્મના ઉપદેશ કરનારને.

ધમ્મ નાયગાણં-ચતુર્વીધ સંઘના પ્રવર્તાવનાર માટે ધર્મના નાયકને.

ધમ્મ સારહીણં-ધર્મરૂપ રથના સારથીને.

ધમ્મ વર ચાઉરંત-ધર્મના ઉત્તમ ચાર પ્રકારના લશ્કરના.

ચક્કવટ્ટીણં-ચક્રવર્તી રાજા.

અપ્પડિહય વર નાણં-નહી રોકાએલું કેવળજ્ઞાન છે તેમને.

સણુધરાણું-દર્શનના ધરનાર છે. તેમને.
વિઅટ્ટ છઊમાણું-વિત્યું છે છળ કપટ, છદ્‌મસ્થપણું.
જિણાણું-પોતે રાગ દ્વેષથી રહિત જિન થયા છે.
જાવયાણું-ભવ્ય જીવોના રાગ દ્વેષરૂપ વયરીને ઝીપાવે.
તિન્નાણું-પોતે સંસાર સમુદ્રથી તરેલા છે અને બીજાને.
તારયાણું-તારવાને સમર્થ છે.
બુદ્ધાણું-સર્વ તત્વના પોતે જાણ છે તેમને.
બોહિયાણું-ભવ્ય જીવોને જાણપણું કરાનારને.
મુત્તાણું-આઠ કર્મરૂપ બંધનથી મુકાણાછે અને બીજાને.

મોઅગાણું-આઠ કર્મરૂપ શત્રુથી મુકાવવાને સમર્થ છે તેમને.

સવ્વનુણં-સર્વને કેવળજ્ઞાને કરી જાણે.

સવ્વદરિસીણં-સમસ્ત વસ્તુઓનું સામાન્ય સરૂપ કેવળ દર્શને કરી દેખે.

સિવ-ઉપદ્રવ વગર.

મયલ-અચળ.

મરૂઅ રોગરહીત.

મણંત-અનંત જ્ઞાન દર્શન સુખ વિર્ય સહિત

મખ્યય-અક્ષય.

મવ્વાબાહ સર્વ પ્રકારે બાધ રહિત.

મપુણરાવિત્તિ-જ્યાં થકી ફરી આવવું નથી

સિદ્ધિગઇ નામધેયં-સિદ્ધિ ગતીછે નામ જેનું.

ઠાણં સંપત્તાણં-એવા સ્થાનકે પોતે પોહોચ્યા છે. એવા

નમોજિણાણં-જિનને નમસ્કાર હોજો.

જિઅભયાણું-સાત ભયને જીતનારા.

જેઅ અઈઆ સિદ્ધા-જે ભૂતકાળને વિષે તિર્થંકર થઇ મોક્ષપદને પામ્યા છે.

જેઅ ભવિસ્સંતિણાગએકાલે-જે અનાગતકાળને વિષે તિર્થંકર થઈ સિદ્ધપણું પામશે.

સંપઇઅ વટ્ટમાણા-વર્તમાન કાળને વિષે જે સિદ્ધ થાય છે તે.

સ૦વે તિવિહેણવંદામિ-તે સર્વે તિર્થંકર પ્રતે મન, વચન અને કાયાએ કરી વાંદું છું. (પછી)

## અથ જાવંતિ ચેઇઆણું.

જાવંતિ ચેઇઆઇ-જેટલાં ચૈત્ય અને જિન પ્રતિમા હોય.

ઉદ્ધુઅ-ઉર્ધ્વ લોકને વિષે.

અહેઅ-આ લોકને વિષે.

તિરિઅ લોએઅ-તિર્છા લોકને વિષે.

સ૦વાઇ તાઇંવંદે-તે સર્વને હું વાંદુ છું.

ઇહસંતો—અહિઆં રહ્યો થકો.
તથ્થ સંતાઇં—પ્રતિમાઓ ત્યાં છે તોપણ તે
પ્રતે હું વાંદુ છુ.
(પછી) ઇચ્છામિ ખમાસમણો, વંદિઊંજાવ-
ણિજ્જાએ, નિસિહિઆએ, મથ્થએણવંદામિ
(પછી)

## અથ જાવંત કેવિસાહૂ.

જાવંત કેવિસાહુ—જે કોઇ સાધુ શુદ્ધ ચા-
રિત્રના પાળનાર.
ભરહેરવય મહાવિદેહેઅ—પાંચ ભરત, પાંચ
ઐરવત, પાંચ મહાવિદેહ એ પંદર ક્ષેત્રમાં.
સવ્વેસિંતેસિં—તે સર્વ સાધુઓ પ્રતે.
પણુઓ—પ્રણામ કરૂં છું, નમસ્કાર કરૂં છું.
(તે સાધુઓ કેવા છે.)
તિવિહેણ—મન, વચન, અને કાયાએ કરી.

તિદંડ વિરયાણું–મન, વચન, કાયા એ
ત્રણ દંડથી નિવર્ત્યા છે.

## અથ નમસ્કાર.

નમોર્હત–અરિહંત ભગવાનને નમસ્કાર હો
સિદ્ધાચાર્યોપાધ્યાય–સિદ્ધ ભગવાનને, આ-
ચાર્ય ભગવાનને, ઉપાધ્યાય ભગવાનને.
સર્વસાધુભ્યઃ–સર્વ સાધુને.
(પછી સ્તવન કહેવું અગર ઉવસગ્ગહરં પાસ
કહેવું)

## અથ ઉવસગ્ગ હરં પાસં.

ઉવસગ્ગ હરં પાસં–ઉપસર્ગના હરનાર પા-
ર્શ્વનામા યક્ષ છે એવા.
પાસંવંદામિ–શ્રી પાર્શ્વનાથ સ્વામિને હું
વાંદુ છું.
કમ્મઘણ મુક્કં–આઠ કર્મના સમુહથી મુ-
કાણા છે.

વિસહર વિસં-સાપનું ઝેર અતિશયે કરીને.
નિન્નાસં-નાશ કરનારા છે.
મંગલ કલ્લાણ આવાસં-વર્તમાન સુખ
  અને પરંપરાએ જે સ્વર્ગ મોક્ષાદિ
  સુખ તેના ઘરરૂપ છે.
વિસહર ફુલિંગમંતં-વિષધર, ફુલિંગ નામે
  મંત્ર.
કંઠેધારેઇ-કંઠને વિષે ધારણ કરે.
જોસયા મણુઓ-જે કોઇ માણસ હમેશાં.
તસ્સ ગહ-તે માણસના ઘર વિષે.
રોગ મારી-અનેક જાતના રોગ મરકીના
  વિકાર તથા
દુટ્ઠ જરા-દુષ્ટ એવી જે જરા અવસ્થા.
જંતિ ઉવસામં-નાશ પામે, ઉપસાંત થાય.
ચિટ્ઠઉ દુરે મંતો-એ મંત્ર તો વેગળો
  રહ્યો. પણ

ભુજ્જપણામો વિ-તમને નમસ્કાર કરવો તે.
બહુ ફલો હોઇ-બહુ ફળનાં દેનાર છે.
નર તિરિએ સુવિ જીવા-માંણસ, ત્રિજંચ,
સર્વ જીવ.
પાવંતિ ન દુઃખદોગચ્ચં-દુઃખ દારિદ્રપણું ન
પામે.
તુહ સમત્તે લદ્ધે-તમારૂં સમ્યત્વં પામ્યા તે.
ચિંતામણિ કપ્પપાય વબ્ભહિએ-ચિંતામણિ
રત્ન, અને કલ્પવૃક્ષથી પણ અધિક એવો.
પાવંતિ અવિગ્ઘેણં-વિઘ્ન રહિત પામે છે.
જીવા-ભવ્ય જીવ.
અયરામરં ઠાંણં-અજરામર સ્થાનક જે મોક્ષ
સ્થાનક તે પામે છે.
ઇય સંથુઓ મહાયસ-એ રીતે સંસ્તવ્યો.
મોટા યશનો.
ભત્તિબ્ભર ભક્તિનો સમુદાય તેણે કરી.

નિબ્ભરેણ-પરીપુર્ણ ભર્યુ એવો. ૧
હિઅએણ-હૃદય તેણે કરી સ્તવ્યો.
તા દેવ દિજ્જ બોહિં-તે કારણ માટે હે!
ભગવંત બોધ બીજ મુજને આપો.
ભવે ભવે પાસજીણચંદ-જન્મો જન્મ પા-
ર્શ્વનાથ. (પછી)

## અથ જયવીઅરાય.

જય-જયવંતા વર્ત્તો.
વીઅરાય-શ્રી વિતરાગ.
જગગુરૂ-ત્રણ જગતના ગુરૂ.
હોઊમમં-હોજો મુજને.
તુહ પભાવઓ-તારા પ્રભાવથી.
ભયવં-હે! ભગવાન્!
ભવનિવ્વેઓ-ભવનો નિર્વેદ.
મગ્ગાણુસારિઆ-માર્ગાનુસારીપણું.
ઇટ્ઠ ફલસિદ્ધિ-વાંચ્છિત ફળની પ્રાપ્તી થાઓ.

લોગ વિરૂદ્ધ–લોક વિરૂદ્ધ કર્તવ્ય.
ચ્ચાઓ–ત્યાગ થાઓ.
ગુરૂજણપુઆ–માતપિતા તથા સદ્ગુરૂની.
પરથ્થ કરણુંચ–પરોપકાર કરવો.
સુહુગુરૂજોગો–શુદ્ધગુરૂનો સમાગમ થાઓ.
તવ્વયણુ સેવણુા–તેમના વચનની સેવા.
આભવમખંડા–જ્યાં સુધી સંસારમાં રહું
ત્યાં સુધી મુજને અખંઠ હોજો.
વારિજજઇ–નિવારણુ કર્યો છે.
જઇવિ–જો કે.
નિઆણુ બંધણું–નિયાણુાનું બાંધવું.
વીઅરાય–હે! વિતરાગ!
તુહ સમએ–તારા સિદ્ધાંતને વિષે.
તહવિ–તો પણુ.
મમ–મુજને.
હુજ્જ સેવા–હોજો સેવા.

ભવે ભવે-જન્મો જન્મને વિષે.
તુમ્હ ચલણાણં-તમારા ચરણકમળની સેવા
દુઃખખ્ખઓ-મનના તથા શરિરના દુઃખનો ક્ષય.
કમ્મખ્ખઓ-અશુભ કર્મનો ક્ષય.
સમાહિમરણંચ-સમાધિ મરણ. વળી
બોહિલાભોઅ-બોધ બીજનો લાભ.
સંપજ્જઉ-પ્રાપ્ત થાઓ.
મહ-મુજને.
એઅં-એ ચાર બાબતો.
તુહ-તુજને.
નાહ-હે! નાથ પ્રણામ.
કરણેણં-પ્રણામ કરવાથી.
સર્વ મંગલ માંગલ્યં-બધાં મંગળિક માંહે મંગળિક છે.
સર્વ કલ્યાણં કારણં-સર્વ કલ્યાણનું કારણ છે.

પ્રધાનં સર્વ ધર્માણું-સર્વ ધર્મમાં મુખ્ય છે.
જૈન જયતિ શાસનં-જૈન સાસન જયવંતુ વર્તે છે.

(પછી ઉભા થઇને)

## અથ અરિહંત ચેઇઆણું.

અરિહંત ચેઇઆણું-અરિહંતની પ્રતિમા નિમિતે.
કરેમિ કાઉસ્સગ્ગં-હું કાઉસ્સગ્ગ કરૂં છું.
વંદણવત્તિઆએ-વાંદવાથી જે ફળ હોય તે અર્થે.
પૂઅણ વત્તિઆએ-પૂજા કરવાથી જે ફળ હોય તેને અર્થે.
સક્કાર વત્તિઆએ-સત્કાર કરવાથી જે ફળ થાય તેને અર્થે.
સમ્માણ વત્તિઆએ-સન્માન ગુણ વર્ણ-વ્યાથી જે ફળ થાય તેને અર્થે.

બોહિલાભ વત્તિઆએ–બોધબીજના લાભના ફળને અર્થે.

નિરૂવસગ્ગ વત્તિઆએ–જન્મ, જરા ને મરણ ઉપસર્ગનો નાશ થઈ ગયો છે એવો જે મોક્ષ તે પામવાને અર્થે.

સિદ્ધાએ–શ્રદ્ધાએ કરી.

મેહાએ–નિર્મળ બુદ્ધિએ.

ધિઇએ–ચિત્તની સ્થિરતાએ.

ધારણાએ–વિચાર પૂર્વક.

અણુપ્પેહાએ–વારંવાર સંભારતો થકો.

વદ્ધમાણીએ–ચડતે ભાવે.

ઠામિકાઉસ્સગ્ગં–સ્થાનક પ્રત્યે કાઉસ્સગ્ગ કરૂં છું.

(પછી અન્નત્થઉસસિએણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ પાળીને થોય કહેવી. પછી ખમાસમણું દેવું.)

# પ્રાર્થના.

૧

પ્રભુ પ્યારા મારા શ્રી સદગુણ તારા સીસુભાણું
ધરી, પ્રીતિ ભારી; હૃદય રૂચી સારી વર ઘણું
બહુ સેવા મેવા, અજર અમર સુખ લેવા
આપો સુલમતી
સૌ માની લીજે, નજર પ્રિય કીજે જિનપતી

૨

## રાસ ૧ લો.

પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે—એ રાહ
રસીક રાસ આજ રમશું આનંદ અહીંરે
હેતે હળી મળી સકળ સમાજ,
મહાવીર મંદીરે મજેથી તાળી આપતાંરે. ૧
ભલા ભવ તરવા મન ઉમંગ છેરે
માટે સજી સૌ સુંદરી શણગાર—મહાવીર૦ ૨

## સાખી

ભક્તી માળા ભાવથી, ધારે નરવે નાર;
સુખ શાંતી પામે સદા, વરતે જય જયકાર
અતિ ઉમંગે પ્રભુના ગુણુ ગાવતાંરે
સદા સુખી સુખી સુખીયા થનાર—મહા૦ ૩

## સાખી

પુન્ય પ્રતાપે પામશું, મુક્તિ માળા યાર
જંજાળી આ જગમહી, નાન નથી કંઈ સાર.
તેથી ચેતીલે ચતુર ચિત્ત પ્રાણીયારે
જેએશંગ રંગ અંગ મળનાર—મહાવીર૦ ૪

૩

## રાસ ર જો

આવ્યો ઉતમ દહાડોરે, પજુસણનો ભાઇ;
બાંચે સાધુ વખાણુરે, ધરમ ધારે ધ્યાઇ. આ.

## સાખી

ભવ તરવા સરવે સુણો, જોને રાખી ધ્યાન.

સાચ્ચ વચન શ્રદ્ધા ધરે, નક્કી થાય કલ્યાણ
એવું ભાખી ગયા છેરે, વીરજીન જયકારી
તેથી તરી ગયા છેરે, ઘણાં નરને નારી. આ.

## સાખી

છઠ્ઠ અઠ્ઠમ કરતાં થકાં, વૃતીયો વશ થાય
તો તેને નડસે નહીં, પાપ ખડકો કયાંય.
સુખે નાવ સંસારીરે, બેશે ભવજળ તારી;
નાન વાણી અમારીરે, સદાછે સુખકારી. આ.૩

૪

## રાસ ૩ જો.

મન મંદીર આવોરે, કહું એક વાતલડીઃ
અજ્ઞાનની સંગેરે, રમીયો રાતલડી. મન. ૧
વેપાર કરેવારે, દેશ વિદેશ ચલે;
પરશેવા હેવારે, કોડી ન એક મળે. મન. ૨
રાજ ગ્રહી નયરેરે, દ્રુમક એક ફરે;
ભિક્ષા ચર વ્રત્યેરે, દુઃખે પેટભરે. મન. ૩

લાભા અંતરાયેરે, લોક ન તાસ દીયે;
સદ્ધા પાડંતાંરે, મોહોત્યો સાંતમીએ. મન. ૪
ઢંઢણ અણગારોરે, ગોચર નિત્ય ફરે;
પશુઆ અંતરાયેરે, આહાર વિના વિચરે. મ.
આદીસર સાહીબરે, સંજમ ભાવ ધરે;
વરસી તપ પારણુંરે, શ્રીયાંસ રાય ઘરે. મ. ૬
ભીખ્યા તે વાહ્યારે, આરત ધ્યાન કરે;
તુજ આગમ વાણીરે, સમકિતી ચીત ધરે. મ.
જિમ પૂણીઓ શ્રાવકરે, સંતોષ ભાવધરી
નિતુ જિનવર પૂજેરે, ફૂલ પગર ભરી. મન. ૮
સંસારે ભમતાંરે, હું પણ આવી ભળ્યો;
અંતરાય નિવારકરે, શ્રી શુભવીર મળ્યો. મ. ૯

૫

## રાસ ૪ થો.

જય જય જિનવર જગહિતકાર,
નમન કરે નીત્ય સુર નર નાર;

ત્રીશલા નંદન શીવ સુખ કંદ,
ભજતાં ફેડાને ભવકૂંદ.
અજરામર સીવ સુખની આસ,
રમીએ પ્રભુજી આગળ રાસ;
કરીએ કરૂણા કૃપા નિધાન,
ભવ અરણુવ તારો ભગવાન.
ધીધીકીટ ધીધીકીટ તનનન તોમ
થીગડતા થીગડતા થેઈ થેઈ થોમ
વાગે વાદ્ય વિવિધ પ્રકાર,
ઘમ ઘમ ઘુઘરનો ઘમકાર
રાવણ મંદોદરી સમાન
નૃત્ય કરી કરીએ ગુણગાન
જપતાં જન્માદિક દુઃખ જાય
શીવ સુત કેશવ પ્રણમે પાય

૬

## રાસ ૫ મો

શ્રી શાંતી તુમારી. છે બલીહારી;
જગવિષે જીનરાજ.
પૂરો આશા અમારી, દઇ સુખવારી;
છે બલી હરી. જગ ૧
કુસુમ વાસિત આસન સુંદર.
ધુપ ધુપાદિની ધૂમ.
ઉડી રહી અલબેલા સ્વામી,
નાચુ છનક છુમ.
ભાવ અંતર ધારી, જ્ઞાન સુધારી,
છે બલીહારી. જ૦
રોગ શોક વિયોગ વિદારી,
દેજો દર્શન દાન,
ગાજંતા ગુહીર મૃદંગ સાથે,
નિત્ય લગાવું તાન.

પ્રભુ ભક્તિ વધારી જય જયકારી.
છે બલીહારી. જગ. ૩
મુગટ મંડળ કાને કુંડળ,
ઝમકે ઝાકમ ઝાલ,
શાંતી સંઘમાં શાંતી ફેલાવી,
કરજો મંગળ માળ.
માગે નાન વિચારી વિનય ધારી,
છે બલીહારી. જગ. ૪

૭.

નેમજી પ્યારા નેહ નજરથી,
જાણુ બચાવી હ્યો મુજને;
નમતાં પદમાં તુજના મનમાં,
ખુબ વધેસારી મુજને; નેમજી. ૧
જ્ઞાન દાનનું વારી સીંચી,
સુધારૂ આ ભવ કુંજને;
હરખી નરખી પરખી સરખી,

આપો મદદ જાણી બુજને; નેમજી. ૨

૮

શું આંગી અજબ આ મન માની;
જુઓની જુઓની. ટેક.
પાપ ધુઓની ધુઓની,
દુઃખ ખુઓની ખુઓની;
શીદ સુઓની સુઓની,
નથી ગઈય વખત આ મળવાની. શું આં૦ ૧

૯

પ્રભુજી પ્રેમે આયોરે (૨)
મારૂં આયુશ એળે જાય. પ્રભુ૦ ટેક.
ધર્મ જ્ઞાનમાં ધ્યાન ન આપ્યું,
હવે પસ્તાવો થાય;
કેશર ચંદન ફૂલ અગરજા,
થકી કરૂં પુજાયે. પ્રભુ૦ ૧
તુતી સ્તવન આરતી કરૂં,

નાચું થેઈ થેઈકાર.
બાંહ્ય ગ્રહી ચિંતામણ સ્વામી,
ઉતારો ભવપાર. પ્રભુ૦ ૨
સંસાર સાગર માંહી ઝુકાવ્યું,
જીંદગી કેરૂં ઝાઝ;
પાર્શ્વ પ્રભુજી પાર ઉતારો,
રહે નાનની લાજ. પ્રભુ૦ ૩

૧૦

આનંદ આનંદ આજે અધીક છે,
મહાવીર સહાયે પછી શી બીક છે. આ૦
વિદ્યા વૃક્ષ આ વાયુ પ્રયાસે,
વૃક્ષો વિના કરમાય;
સજ્જન આપ સહાયે હરનીશ .(૨)
પુર્ણ પ્રફુલિત થાય અધીક છે. આ૦
પ્રથમ જ્ઞાનને દયા પછી એમ,
ભાખે શ્રી ભગવાન;

જયજયકાર થશે જગમાંહી (૨)
દીજે નવીન દાન જ્ઞાન અધીક છે. આ૦

૧૧

કુથલીમાં કાળ ગયો,
અનાદિથી આમ ભમ્યો ભાઇરે. કુ૦
તન ધન જોબન મદથી છાકી (૨)
મરકટ સુળગો મુઓ. અ. કુ૦
કાળમહારી કેડે લાગ્યો (૨)
ચેતન ચેતી જુઓ. અ. કુ૦
ભગવત ભકતી નવીન નીતે (૨)
ભાવે આદરજો. અ. કુ૦

૧૨

પ્યારો લાગે મને સારો લાગે,
દરીશનમેં ગંભીરોજી પ્યારો લાગે.
સોનાકેરી ઝારીયાંને માંહે ભર્યાં પાણી,
નવાનુ કરાવું મેરા જીનજીકે અંગ.

કેશર ચંદન ભર્યાંરે કચોરાં,
પુજા કરૂં મેરા પ્રભુજીકે અંગ. દ૦
ધુપ ધ્યાન ઘટા અનુહદ હે,
લળી લળી શીત નમાવત હે. દ૦
ફુલ ગુલાબકી આંગી બની હે,
હાર પહેરાવું મેરા જીનકે અંગ. દ૦
આનંદ ઘન પ્રભુ ચલત પંચમે,
જ્યોતીષ જ્યોત મીલાવત હે. દ૦

૧૩

શી ગતી થાતે અમારી હો દીનાનાથ (૨)
ઇંદ્રીને કાજે હું ઘણો ધાયો (૨)
કર્મ કીધાં બહુ ભારી. હો,શી.
બે વાતે મારૂં મન લલચાયું (૨)
એક કંચન બીજી નારી હો,શી.
દેસ દેશાંતર હું ભમી આવ્યો (૨)
નાઠાની નથી બારી હો,શી.

હું હું કરતાં ગયો જનમારો (૨)
ભકતી ન જાણી તુમારી. હો,શી.
ભવસાગરમાં તારો દાસ બુડેછે (૨)
શ્રીપાર્શ્વનાથ લે તારી. હો,શી.

૧૪

મનુપ્યારા મનુપ્યારા રીખભદેવ મનુપ્યારા
મનુપ્યારા.

પ્રથમ તિર્થંકર પ્રથમ નરેસર,
પ્રથમ યતિ વૃત ધારા. રી૦
નાભીરાયા મરૂદેવીકો નંદન,
જુગલા ધર્મ નીવારા. રી૦
કેવલ લઈ પ્રભુ મુકતે પોહોચ્યા,
આવા ગમન નીવારા. રી૦
આનંદઘન પ્રભુ ઇતનિ વીનતી,
આભવ પાર ઉતારા. રી૦

૧૫

સુણો અરજી અમારી, ઓ પ્રભુ મોરા. સુણો.
અભીનંદન જીનવર સુખકારી. સુણો (૨) ઓ.
મંદમતિ હું ફંદમાં ફુલ્યો,
ભુલ્યો શેવા તમારી. (૨) ઓ. સુ.
ભવભવ ભટકી શરણે તમારે,
હવે આવ્યો હું હારી. (૨) ઓ. સુ.
નિજ સેવકપર કીરપા કરીને,
રીઝે દીજે સુધારી. (૨) ઓ. સુ.
તુમ બિન ઓર નજાચુ જીણંદા,
સાચું માનો આવારી. (૨) ઓ. સુ.
લઘુ આધ કહે અબ મન મેરે,
લાગી સંગતો તારી (૨) ઓ. સુ.

૧૬

રીખવજીરે અરજ કરૂં તે સ્વીકારો,
ખરો આસરો છે પ્રભુતારો.

શીખવજીરે સીવપુર મારગ સારા- ખરો'
મને આ ભવમાંથી ઉગારોરે,
હવે નથી બીજો કંઈ આરોરે;
ગુણવંતારે પુન્યના કમાડ ઉઘાડો. ખરો. ૧
પ્રભુ તું છે મુજમન વાલો રે,
મારી વિનતડી સ્વીકારોરે;
પૂન્યવંતારે ગુણ ગાઊછુ તમારા. ખરો. ૨
મારાં કષ્ટ તમે નીવારોરે,
લઘુ આખ સભાને તારોરે;
સુખ દાતારે જૈનધર્મ છે સારો. ખરો. ૩

૧૭

ડુંગર પ્યારો મેતો મોતીડે વધાવુરે. (૨)
ડુંગર ફરસીત પાપ મીટતહે,
ગીરીવર નીરખીત આનંદ થાઉરે. ડું.
કાંકરે કાંકરે સીદ્ધા અનંતા,
આદીનાથ તણા ગુણ ગાઉરે. ડું.

સુરજ કુંડમાં નાહી નીર્મળ થઇએરે,
કરી પુજાને આંગી રચાવું રે. કું.
હાથીની પોળમાં અરીહંતજીને દહેરે રે
ધરી નૈવદને ભાવના ભાવું રે. કું.
નથુ કલ્યાણુ કવી દીપનો શ્રાવક કહે,
સરધાથી સમકીત પાવું રે. કું.

૧૮

તે આદીજીનંદા, છોસુખકંદા, ભવ દુઃખ
ફંદા, કાપો અહો જીનરાજ.
સુરનરઇંદા, નિત્યનિત્ય વંદા, ભવદુઃખફંદા,
કાપો અહોજીનરાજ.
મરૂદેવી માતાને, નાભી પીતાના,
બાળ અહોજી બાંહ્ય;
હેભવ તારક દુરગતી ટાળક,
વંદું હું પડી પાય. હે૦ ૧
પ્રભુ ઉપગારી, જયજયકારી,

જાઉવારી હો નાથ;
સુનંદા સ્વામી, મુજ દુઃખવામી,
તેડો સીવપુર સાથ. હો૦ ૨

૧૯

આઈ શ્રવણ માસ સખીરી,
પવન બાજતાં સનનનનન.
ચિહું તરફ સેઘટા જઉ મતિ,
ઈંદ્ર ગાજતાં ગનનનનન.
બડીબુજ બરખાંકી વરસે,
વિજળી ફડકે કનનનનન.
પિયુ પિયુકર પપૈયાં બોલે,
ઝરણાં ઝરે અબ ઝનનનનન.
નેમ પ્રિયા ગીરનાર સીધાયે,
ચેન નહીં અબ ચનનનનન.
તજુહાર સૃંગાર સખીમે,
લેઉ સંજમ પનનનનન.

પિયુ પહેલીજા મોક્ષ મંડળમાં,
સંપતિ પાઈ સનનનનન.
દ્વિકર જોડી લઘુ આદ્ય સભા,
ગુણ ગાવે અબ ગનનનનન.

૨૦

મલ્લી જીનંદા, છોસુખકંદા,
કષ્ટ અમારાં કાપોને;
મહેર કરી મહારાજ અમોને,
ઠામ તમારી આપોને.
છોઅતી દયાવાન પ્રભુ ભારી કૃપાવાન. [૨]
નહીં નહીં નહીં કોઇ આપની સમાન. [૨]
હરનીશ હોંસ ધરી ધરૂતમ ધ્યાન. છો.
કેસરચંદને કરૂ પુજા ધરી પ્રીત. [૨]
અસાર સંસારમાંથી કાઢી નાંખી રિત. [૨]
લઘુ આદ્ય નેહનકી ગાવે તુમ ગીત. કેસર.

૨૧

મલ્લીનાથ ભગવાન ભાવેરે ભજો મલ્લીનાથ
ભગવાન.

જયંત નામ વિમાન ચવીને,
જનમ્યા મીથીલા પુરસ્થાન. ભા૦ ૧
માતા નામ પ્રભાવતી કહીયે,
પીતા કુંભ રાજાન. ભા૦ ૨
છએ ઋતુના પુષ્પ સજાની,
માની ઈચ્છા નિદાન. ભા૦ ૩
દેવતાએ પુરી કરી ઠરાવ્યું,
મલ્લીનાથ અભિધાન. ભા૦ ૪
ઇન્દ્રે જન્મ મહોત્સવ કીધો,
મેરૂ શિખરે દઇ માન. ભા૦ ૫
પચીસેં ધનુષ પ્રમાણ શરીરનું,
કુંભ લંછન નીલવાન. ભા૦ ૬
આયુષ વર્ષ પંચાવન સહસનું,

ભોગવી ગયા શીવસ્થાન. ભા૦ ૭
જૈનપ્રવર્તક સભાં મળીને,
વંદી કરે ગુણવાન. ભા૦ ૮
મલ્લીનાથ ભગવાન ભાવે ભજો,
મલ્લીનાથ ભગવાન. ભા૦ ૯

૨૨

નમું પદે પ્રભૂ સુમતીને,
શશિસમ શોભે છે મુખ સારૂં
એકજ શરણુ તમારૂં;
પ્રેમ ધરી દયા નિધી કાપો કુમતીને,
મેઘરાયના નંદ, ટાળો ભવો ભવ ફંદ;
મતિ મારી છે મંદ, છોજી આનંદ કંદ;
તોડે કર્મના બંધ.
નૃત્ય કળા કરી જૈન બાળકો,
નમે છે શેવક સંગે. પ્રેમ૦ નમું૦



૨૩

ચાલ ઉઠ તું ચેતન ચાલી જા કામે તારા
અરે હાં જા કામે તારા.
બન્યો બગીચો રૂડો ભુંડા આળસમાં બગડે.
નિંદ્રા ત્યાગીરે નિર્ભાગી જો પેલા ક્યારા. હાં.
જીવ હિંસાના ઝેરી જંતુ વેલાને વળગ્યાં;
કોમળ એ સદ્ગુણુની વેલો કેમ વધે ઘેલા. હાં
કષાય ગોધા મારે કેવા જો પેલા ઘુમે;
રેરે ભોળા ભદ્રિક માળી, હ્હારેતુજ લાગ્યા.
દામ દયાનું ખાતર નાંખી,
શમ દમ જળ સીંચી,
નિંદી પાપસ્થાનક ત્રણને,
કરો સ્વચ્છ ક્યારા. અરે હાં.
અનેક આવરણો ઉતારો કમળ કરી સારી,
છે જીન વચનામૃત ગારાથી ફૂલ થવાં સારાં.
ચેતન માળી છું અધીકારી, નરભવ ઉપવનનો

નવીન ભકિત યુકિતથી ફળ,
મુકિત મળનારાં. અરે હાં.

૨૪

મન આનંદમાંરે, (૨) પેખી પદમજીન
અંદ. મન. એ ટેક.

ધર રાજામા સુત ધરાપર, ધન્ય કહાવુંરી;
જગ્ત જનેતા જેહ સુસીલા માત કહાવુંરી;
કોશંબી નયરી ધણી, વરીયા શિવ સુખ આપ
રકતકમળ ચરણે રહ્યું, જપું અહોનીશ જાપ.
જગનાયક શીવદાયક સ્વામી, અર્જ અમારીરી
અવધારો ગુણ ગ્રામી, પૂરણ આશ તમારીરી
નર્કનીગોદે હું ભમ્યો, અનંત કોટીવાર;
મુકિત મારગ નહીં મળ્યો, હવે ભવ પાર ઉતાર
આવો ઘાટ ઘટે નહીં સ્વામી શેવક સંગેરી;
હમને છે આધાર તમારો, રાખો રંગેરી;
તાર તાર પ્રભુ તારતું, ધરી વીનતિ ધ્યાન;

શમિ સુત સંગે સર્વને, મુક્તિ દ્યો ભગવાન.

૨૫

આનંદ આનંદ આજ અહાં પ્રભુ,
આનંદ આનંદ આજ. ટેક.
રાત્રી ઓચ્છવ કરવા કાજે,
જાગીછે જૈન સમાજ. અહા, પ્રભુ.
નિર્વાણદિનેરે પ્રભુ ગુણગાયા,
લેવા પુન્યનો સાજ. અહા., પ્રભુ.
સ્નેહે હવે સુજંજન સુધારો,
કરજો સદા સુકાજ. અહા, પ્રભુ.

૨૬

## શ્રી પાર્શ્વનાથજિન સ્તવન.

પાટણના નૃપ નથી તુજ મેહેલે-એ રાગ
પાર્શ્વ પ્રભુજી નથી તુજ તોલે,
અવર ઉપગારી. એ ટેક.
પેખુ સુરત પ્યારી,

જાઉં તુજપર વારી વારી;
માહા મનોહર તેજ ભાનુ સંમ,
સોભે સુરત સારી. પાર્શ્વ૦
માતુ છો વંમાહેના જાયા.
અશ્વસેન નૃપ કુળે આયા;
સકળ સુરલોકે હુલરાયા,
પરણ્યા પ્રભુ પ્રભાવતી નારી. પાર્શ્વ.
અગ્નિથી મણીધર ઉગાર્યા,
મંત્ર નવકાર ભણી તર્યા;
કમઠના કોપથી નિવાર્યા,
પામ્યા બેહુ સુરનર અવતારી. પા૦
જીનજી દિક્ષા સમય જાણી,
લીયે હર્ખે કરી ઊર આણી;
સુણાવે અમૃત સમ વાણી,
કરે વળી કાઉશગ ધીરધારી પા૦
કમઠ મરીમેઘ માળી થાવે,

પૂરવની વાત યાદ લાવે;
કરીક્રોધે જળ વરસાવે,
આવે તવ સુરનરને નારી. પા૦
આવે સુર કમઠની આગે
કમઠ ભયભિત થઈ ભાગે.
જઇ પ્રભુ પાસ ક્ષમા માગે,
દિએ પછી રજા દુઃખવારી. પા૦
પ્રભુજી વરીયા શિવનારી,
હરોસૌ કષ્ટ કરમ કરી;
સશિસુત વિનતી સ્વીકારી,
થાઓ જીન સાહ્ય સભા સારી પા૦

૨૭

## શ્રી મલ્લીનાથજીન સ્તવન.

મામાએ ક્રોધજ કીધો–એ રાહ

સ્વામી અરજી સ્વીકારો,
વિનતી ઉર આપ વીચારો;

મલ્લી કરશો શેવક ન્યારો,
અરે નાંથ, હે નાથ;
એ સુણી સ્વામીજી આજ,
કરો મુજ કાજ, દયા દીલ ધારો. સ્વા.
મિથીલા નયરીના ધણી, કુંભરાય ભૂપાળ;
પ્રભાવતી માતા કુખે, ઉપન્યા મલ્લી બાળ;
મલ્લીબાળ, દુઃખના ટાળ, લીઓ સંભાળ. અ.
કપટ ધરણને કારણે, કુંવરી રૂપ ધરંત;
કાયાએ કષ્ટી કરી, અંતે થયા અરિહંત;
અરિહંત સિધભગવંત, તજ્યા સહુ તંત. અ.
સહેસ પંચાવન વરસનું, આયુષ્ય જીનનું જાણ;
કાયા કંચન નીલમણી, વિશ ધનુષ પરીમાણ;
પરીમાણ ગુણના ખાણ, મુક્તિનું ઠાણ. અ. હે.
પંચાવન સહેસ સાધવી,
સંઘ સાધુનો પરીવાર;
સમેત શીખરે શિવ સુખ વર્યાં,

તરીયાં સૌ સંસાર;
સંસાર શશિ સુત સાર, કરોં આ વાર. અ. હે૭

ર૮

## શિતળનાથજીન સ્તવન.

હાંરે કીને દેખા હમારા સ્વામી,—શાહ
કરો કરૂણાં શિતળ સ્વામી,
સ્વામિ શિવ સુખ ધામીરે. ટેક.
નંદાનંદન વંદન કરીએ,
અમારા અંતર જામીરે. કરો.
નયરી ભદીલપુરના નૃપ દ્રઢરથ.
સુત સુખ દયો શિવ ગામીરે કરો.
આપ તર્યાં ઓરનકું તારો,
છો મુજ આતમ રામીરે કરો.
સુત સશિનો શેવક આજે,
નમે છે નિજ શિરનામીરે. કરો.



૨૯

## પાર્શ્વજીન સ્તવન.

(જબકે કલંદર બનબન ફીરકે) એ રાહ.

પાર્શ્વ પ્રભુજી, અર્જ કરૂં જી,
હમેંશ શેવા આપોને;
ભક્તવત્સલ ભગવંત જીનેશ્વર,
ભવજલ પાર ઉતારોને.
પ્રભૂ તમે ન તારો તો,
હવે કોનો છે આધાર; (૨)
કૃપા દૃષ્ટી કરોને, કૃપાળુ આવાર.
સ્વામીજી હવે તો કરો,
શેવકની સાર. (પ્રભુ) પાર્શ્વ.
જીન જાયા છો વમાના તમે,
અશ્વસેન સુત. (૨)
સાને માટે સ્વામીજી કરો છો હવે ધુત (૨)
સર્વેની મનોકામના,
કરો ફળીભૂત. (જીનં૦) પાર્શ્વ.

૩૦

## અરનાથજીન સ્તવન

વાલાજીની વાટડી અમે જોતાંરે—એ રાગ.

જય અરજીનવર ઉપગારીરે,
તુજ સુરત મોહન ગારીરે;
નમે સુરનરને નરનારી,
સુદર્શન સુત જગ હિત કારીરે. ટેક.
દેવિ માતુનાં જાયાંરે,
ગપુરી નંયરીના રાયારે;
જસ શ્વસ્તિક લાંચ્છન પાયા. સુદર્શન૦
તુજ દરિસણુથી દુઃખ વામેરે,
વળી અવિચળ સુખડાં પામેરે;
જગમા બહુ કીર્તિ જામે. સુદર્શન૦
પેખી રૂપ અનુપમ આજેરે,
જેથી સશિ દિનકર બહુ લાજેરે;
જીન ભેટે ભવ દુઃખ ભાજે. સુદર્શન૦

દયાવંત દયા દિલ ધારોરે,
કર્યાં કર્મ તે કષ્ટ નિવારોરે;
દુસ્તર નિધિપાર ઉતારો. સુદર્શન૦
અર્જ એટલી આત્મ રામીરે,
સુણી તારો અંતરજામીરે;
નમે સુત સશિ શિર નામી. સુદર્શન૦

૩૧

ચાલ ચાલ દુર થા એવું બોલે છે શું-એરાહુ
તારભવ નિધી પાર, પ્રભુ પ્રેમેતો તું. ટેક.
પ્રેમેતો પ્રેમેતો પ્રેમેતો તું. તાર૦
બાળ અજ્ઞાની અમે તો પ્રાણી,
મારે તારે ઉગારેતો તું. તાર૦
દોષ અમારા દુર નિવારી,
શિક્ષણ સારૂ દીએતો તું. તાર૦
અમો અત્યારે સર્વ મળીને,
વંદના કરીએ સુણેતો તું. તાર૦

શીવક સંગે સુત સશિની,
વિનંતિ ધ્યાને ધરેતો તું. તા૨૦

૩૨

## શ્રી સંભવનાથજીન સ્તવન.

તુન કુમલાજી અરવા—એ રાહ.

સુણો અર્જ અમારી, ઓ પ્રભુ પ્યારા.
સુણો૦ એ ટેક.
સંભવસ્વામી અંતરજામી,
ભાગો કષ્ટની ભારી, ભાગો ઓ૦
સાવચ્છી નયરી માતુ શેનાના
નંદરાય જીતારી. નંદ. ઓ૦
તૂરી લાંછન તુજ પદ સોહે,
કાયા કંચન ધારી, કાયા. ઓ૦
સેવકને સુખ સંપતી આપો,
લાગુ ચર્ણે તુમારી. લાગુ. ઓ૦,
આપ તર્યા પ્રભુ અમને ન તારો,

એશું વાત વિચારી. એશું. ઓ૦
સુત સશિનો સેવક આજે,
સાહ્ય માગે તમારી. સાહ્ય ઓ૦

૩૩

## શ્રી પાર્શ્વનાથજીન સ્તવન.

દેખી તેરી વફાદારિ—એ રાહ.

પ્રભુ પાર્શ્વ મુરત પ્યારી (૨)
જાઊં તુજપર વારી વારી,
અરે હાં. રે હાં, રે હાં, રેહાં, આં, આં,
આં, આં, પ્રભુ. ટેક.

છે આપ તણો આધાર,
ઉતારો પાર, સુણી આવાર;
દયા દીલ ધો આં, આં, આં, આં, રી. પ્ર૦
જીન નીલમણી સમ અંગ,
ફણીધર સંગ કરો નહીં ભંગ;
વીનતી મા આં, આં, આં, આં, રી. પ્રભુ૦

છો અશ્વસેન કુળ ચંદ,
વંમાદેવી નંદ, અતી આનંદ;
ભયો ઉર ભા આં, આં, આં આં, રી. પ્રભુ૦
પ્રભુ પ્રભાવતીના પ્રાણ,
નાથ શું જાણ, ગુણની ખાણ;
નહીં તુલ્ય તા આં, આં, આં, આં, રી. પ્ર૦
જીન જૈન સેવક ગુણ ગાય,
અતી હરખાય, શશિ સુત સાહ્ય;
કરો આવા આં, આં, આં, આં, રી. પ્રભુ૦

૩૪

## શ્રી સીદ્ધા ચળજીનું સ્તવન.

(હમકું છાંડ ચલે બન માધું એ દેશી).
અબતો પાર ભયે હમ સાધુ;
શ્રી સિધાચલ દરશન કરીરીરે.
અબતો, એ આંકણી.
આદીશ્વર જાન મેહેર કરી અબ;

પાપ પડલ દુરં ગયોરે;
તન મન પાવન ભવી જન કેરો,
નીરખી જીનંદ ચંદ સુખ થયોરે. અબતો ૧
પુંડરીક પમુહા મુની બહુ સીધ્યા,
સીધ ત્ર હમ બાચ લહ્યોરે,
પશુ પંખી જીહાં છીનમેં તરિયા,
તો હમ દ્રઢ વીવાસ ગ્રહ્યોરે. અબતો૦ ૨
જીન ગણધર અવધી મન નાંહી,
કોણુ આગે હું પોકાર કરૂં રે;
જેમ તેમ કરી વિમલાચલ ભેટયા,
ભવ સાયરથી નાંસી ડરૂરે. અબતો૦ ૩
દુર દેશાંતરમેં હમ ઉપને,
કુગુરૂ કુપંથકુ જાલ પૂર્યો રે.
શ્રીજીન આગમ હમ મન માન્યો,
તવ હી કુપંથકો જાલ જર્યો રે. અબતો. ૪
તો તુંમ સરણુ વિચારી આયો,
દીન અનાથ કુ શરણુ દીઓરે;

જો વિમલાચલ પુરણ સ્વામી.
જનમ જનમકો પાપ ગયોરે. અબતો૦ ૫
દુરભવી અભવ્ય ન દેખે,
સુરી ધનેશ્વર એમ કહ્યોરે;
વિમલાચલ ફરસે જો પ્રાણી,
મોક્ષ મેહેલ તેણે વેગ લહ્યોરે. અબતો૦ ૬
જયો જગદીશ્વર તુ વિમલેશ્વર,
પુરવ નવાણુ વાર થયોરે;
સમવસરણ રાયણ તલે તેરા,
નીરખી મમ અઘ દુર ગયોરે. અબતો૦ ૭
શ્રી વિમલાચલ મુજ મન વશીયો,
માનું સંસારનો અંત થયોરે;
જાત્રા કરી મનતોષ ભયો અબ,
જન્મ મરણ દુખ દૂર ગયોરે. અબતો૦ ૮
વીરમલ મુનીજન જો તેં તાર્યા,
તેતો પ્રસિધ સીદ્ધાંત થયોરે;
મુજ સરીખા નિંદક જો તારો,

તારક બીરદ એં સાચ લ્હોરે; અબતો૦ ૯
જ્ઞાન હીન ગુથ રહિત વીરોધી.
લંપટ દીઠક ષાઈ ખરોરે;
તો વીન તારક કોઇ ન દીસે,
જે જગદીશ્વર સીધ વરોરે. અબતો૦ ૧૦
તીર્યંગ નરક ગતી દુર નીવારી,
ભવ સાયરની પીડ હુરીરે;
આતમરામ અનઘપદ પામીત,
મોક્ષ વધુ અબ વેગ હુરીરે. અબતો૦ ૧૧

૩૫

## શ્રી આદીજીન સ્તવન.

માતાજી મને મેહેર કરી રજા આપોરે
એ રાગ.

આદી જીન અંતર જામી જગ વીશરાભી
ચંદારે.
ભેટતાં ભવ દુઃખ જાયે,

શેવંતા શીવ સુખ થાયે. આદી. એ આંકણી.
મરૂદેવીના જાયારે, નાભીરાયા કુળ આયારે;
પાંચશે ધનુષની કાયા,
રીષભ લંછન છે પાયા;
કંચન વરણી છે કાયા,
શેવે ઈંદ્રજ પાયારે. આદી. ૧
પુજા કરવા આવુંરે,
કેશર ચંદન લાવુંરે;
બહુ ઠાઠ પાઠસે પુજું,
મુજ મનડું તુમસેં રીઝયું;
હરખેથી કારજ રિઝયું,
વંદું બે કર જોડીરે. આદી. ૨
પુજા મન અવધારોરે,
શેવકને અબ તારોરે;
હું રહું તમારી આશે,
આનંદ અતિ ઉલ્લાસે;

શીવ કેલી સુખ નીવાસે,
હ્યો આશુ તુંમ પાસેરે. આદી. ૩
વીધીએ જે પ્રભુ પુજેરે,
તસ પાપ કર્મ સબ ધ્રુજેરે;
શીવ સુખનો સ્વાદ તે ચાખે,
જ્ઞાની એમ શાસ્ત્રે ભાખે;
કુમતીઓ પાપી તર્ક કરે,
અજ્ઞાને ભર્યારે. આદી. ૪
એક નવ ત્રણુ સગ (૧૯૩૭) સાલેરે,
શુભ અષ્ટમ માસ રસાલેરે;
ઊજવલ ચઉદશ દીન રૂડો,
ખંડન મત કરવા કુડો;
જૈન ધર્મ પ્રસારક મંડળી,
પ્રેમે આ સ્તવ ભાખેરે. આ. ૫

---

૩૬

પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે—એ રાગ.

ચાલો જઇએ રહીયે ભોયણ પૂરમાંરે,
જ્યાં પ્રગટ્યા મલ્લી જીનરાજ,
નમું નેહ ધરી નિત્ય નાથનેરે.
પ્રભુ મુરત મનોહર દીપતીરે,
જેના મહીમાનો નહીં પાર.—નમું.

## સાખી.

માથે મૂગટ શોહામણો,
જડિયાં ઝાઝાં નંગ;
હીરા પાના માણેકથી,
પૂર્યા પંચ વરણી રંગ.
કાને કુંડળ તેજથી ઝગે મગેરે,
ભાળ તીલક શોભે ચંદ.—નમું.
કરમાં કલ્લી સાંકળા,
બાંહે બાજુબંધ;

નવસેરો હાર હીરે જડ્યો,
ગળે બાંધ્યો ગળુબંધ.
કેડે કંદોરો રૂડો હીમનોરે,
ધર્યું સફળ બીજોરૂં હાથ.—નમું.
આંગી તો અજબ બની,
વંદે નરને નાર;
દુઃખીયાના દુઃખ ભાગતાં,
ઉતારે ભવપાર.
પાયે પુજે પરમ સુખ પામશેરે,
જે તરણ તારણ પ્રભુ ઝાજ.—નમું.
સુરનર કીરનર અપ્સરા,
આવે પ્રભુ દરબાર;
ગીત ગાન કરી નાચતાં,
કરતાં ઝાંઝરનો ઝમકાર.
ગાવે દાને દયાના શિષ્યોરે,
મુખેથી બોલે જયજયકાર.—નમું.

૩૭

કીને દેખા હમેરા સ્વામી,
સ્વામીજી અંતર જામીરે. કીને૦
આઠે ભવકી પ્રિત પ્રકાશી,
નવમે ગયા શીવ ગામીરે. કીને૦
સેસા વનકી કુંજ ગલનમેં,
મલ્યા મુને અંતર જામીરે. કીને૦
આપ ચલે ગીરનારકે ઉપર,
નારી તારી કેવળ પામીરે. કીને૦
કહે નથુ પ્રભુ નેમ નગીનો,
કહું છું અર્જ શીર નામીરે. કીને૦

૩૮

રથ ચડી જદુ નંદન આવતુ હે,
ચાલો સખી સબ દેખનકું. રથ૦
મોર મુગટ પીતાંબર સોહે,
ગીરનારીકું બતાવત હેરે. ચા. રથ૦

તીન છત્ર ઓર·તીન સિંહાસન,
ચોસઠ ચમર ઢળાવત હેરે. ચા. ૨થ૦
લાલચંદ્રકી એહી અરજ હે,
સબ સખી મંગળ ગાવત હેરે. ચા.૨થ૦

૩૯

નાચત સુર વૃંદ છંદ
મંગળ ગુન ગારી. આંકણી.
કુમર કુમરી કર સંકેત,
આઠશત મિલ ભ્રમરી દેત;
ચંદ્ર તાર, રણુ, રણુાઢ,
ઘુંઘરૂ પગ ધારી. નાચ૦ ૧
વાજીંત્ર જીહા મૃદંગ તાલ,
ધપ મપ ઘુઘુ મકિટ ધમાલ;
રંગ, ચંગ, દંગ, દંગ,
ત્રાં ત્રાં ત્રિક તારી. નાચ૦ ૨
તતા થેઈ થેઈ તાન લેત,

મુરજ રાગ રંગ હેત;
તાન, માન, ગાન, જાન,
કિટ નટ ધુનિ ધારી. નાચ૦ ૩
તુંજી નંદ શિશર ચંદ,
મુનીજન સબ તાર વૃંદ;
મંગળ, આનંદ, કંદ,
જય જય શિવ ચારી. નાચ૦ ૪
રાવણ અષ્ટાપદ ગિરિંદ્ર,
નાચ્યો સબ સાજ સંગ;
વાંધ્યો જીન પદ ઉતંગ,
આતમ હિતકારી. નાચ૦ ૫

૪૦

(મેંવારી જોબના મેં તેરે સંગ.) એ રાગ.
મનવાણી તનથી મેં જીનપદ ભંગ.
એ આંકણી.
કબસોદિનને ઘડી છીન પલતે,

જિહાંભક્તિ એકરંગ મન૦ ૧
નિશિ વાસરમેં જાગત સતો,
જિન સેવા નહીં ભંગ મન૦ ૨
લયલિન જિયાં સર્વ પ્રદેશે,
જિન ગુણ પ્રેમ તરંગ. મન૦ ૩
દ્રગલલક દીએ રિષભ જિનંદા,
સેવું ચરણ નિસંક. મન૦ ૪
વૃદ્ધિ ગંભીર કરૂં નીત્ય કેલી,
શિવ રમણીકે સંગ. મન૦ ૫

૪૧

રાગ—મરાઠી

અરીહંત પદ અર્ચન ચેતન,
જીન શરૂપમે રમ રહીએ;
નીજ સત્તા પ્રગટે જારકે કરમ,
ભરમ નીજ સુખ લહીએ. અરીહ. એ આંકણી
તું જીન અચલ ઈશાવીભુ ચીદઘન,

રંગ રૂપીવન તું કહીએ.
અજ અચલ નીરાશી શીવંશંકર,
અઘહર જગ મહીએ. અરીહં૦ ૨
અવ્યય વીભુ નીરંજન સ્વામી,
ત્રીભુવન રામી તું કહીએ;
સ્વતેરી વીભુતી અક્ષત,
અચનેસે ઝટ લઇયેં અરીહં૦ ૩
મરૂદેવી નંદન ચરણ સુહંકર,
કીર જુગલ અંક્ષત ગ્રહીએ;
કરી અર્ચન સુરનર,
અંતમે પરમાત્મા પદરસ વહીએ. અ૦ ૪
૪૨

## ૩ અથ શ્રી સભવજીન સ્તવન.

રાગ ચતુરગ.

ગુમાની કીની ના તે સંભવ સંગ.
એ આંકણી. પદ પંકજયે ચંચળ તોસો

કંપે જયુન તુરંગ. ગુ० ૧ જસ સંગતમે જોર ડસીલો, ડંકે ન કામ ભુજંગ ગુ० ૨. હિત સાધનમેં છીન ના લાગે, મુકિત પ્રયાણુ અભંગ. ગુ० ૩. ભ્રમ ભુલન તે સાર ન જાણ્યો, રૂપે મોહ્યો પતંગ. ગુ० ૪. વૃદ્ધિ સુ ગુણુ લે સંભવ સેવી, ગંભીર જ્ઞાન તરંગ ગુ० ૫.

૪૩

## રીખવદેવનું સ્તવન.

રાગ મરાઠી.

રીષભજીનંદ વીમલગીરી મંડન, મંડન
ધમ ધુરા કહીએ;
તું અકલ સરૂપી જારકે કરમ ભરમ ની-
જગુણુ લહીએ. રી०
અજર અમર પ્રભુ અલખ નિરંજન ભંજન
સમર સમર કહીએ;

તુ' અદ્દભુત યોદ્ધા મારકે કરમધાર જગ
જશ લહીએ. રી૦
અવ્યય વીભુ ઈશ જગરંજન, રૂપેરેસ વીન
તુ' કહીએ;
શીવ અચર અનંગી, તારકે જગજન ની-
જસત્તા લઇએ. રી૦
સતસુત માતા સુતા સુહંકર, જગત જ-
યંકર તુ' કહીએ;
નીજજન સબ તારો–હમોસે અંતર ના
ચહીએ૦ રી.
મુખડા બીચકે બેશી રહેના. દીન દયા-
ળકો ના ચઈએ.
હુમ તન મન ઠારો–વચનસે સેવક આપ-
ના કહે દઇએ. રી.
ત્રીભૂવન ઈશ સુંહકર સ્વામી. અંતર જામી
તુ' કહીએ.

જબ હુમકું તારો પ્રભુસે મનકી વાત
સકળ કહીએ. રી.
કલ્પતરૂ ચીંતામણી જાચ્યો આજ નીરાસ
ના રહીએ
તું ચીંતીતદાયક. દાસકી અરજી ચીતમેં
દ્રઢ ગ્રહીએ. રી.
દીનહીન પરગુણ રસમે રાચ્યો. સરણ ર-
હીત જગમે રહીએ,
તું કરૂણા સીંધુ દાસકી કરૂણા. ક્યું નહીં
ચીત ગ્રહીએ. રી.
તુમવીન તારક કોઈ ન દીસે. હોવે તુમકું
ક્યું કહીએ.
ઇહદીસમેઠાની તારકે સેવક જગમા જશ
લહીએ. રી.
સાતવાર તુમ ચરણે આવ્યો દાયક શરણ
જગત કહીએ.

અબ ધરણુ બેસી નાથસે મનવંછીત સબ
કુછ લહીએ. રી.
અવગુણુ માની પરી હુરસ્યો તો આદી
ગુણીજગકો કરીએ.
જો ગુણીજનતારો તો તેરી અધીકતા ક્યા
કહીએ. રી.
આતમઘટમે ખોજ પીયારે બાંહ્ય ભટકતે
ના રહીએ.
તુમ અજય વીનાશી ધાર નીજ રૂપ આ-
નંદઘન રસ સહીએ. રી.
આતમ નંદી પ્રથમ જીનેશ્વર. તેરે ચરણુ
સરણુ રહીએ.
સીધાચલ રાજા સરે સબ કાજ આનંદ
રસ પી લહીએ. રી.



૪૪

હાડાજી શું કરૌં સાહુાસ—એ રાગ.

પ્યારા પ્રભુ પાર્શ્વ નાથને,
અરજ કરૂં શીર નામીરે. પ્યા૦
રત્ન ચીંતામણી સરીખોજ ધર્મ આ,
નવજસો તુમે હારીરે. પ્યા૦
જૈન પ્રતીમાની મુરતી દેખત,
સંતોષ થયો મુને ભારીરે. પ્યા૦
પુજા કરતાં પાપજ જાવે,
તેવી પ્રતીમા ગુણવાળીરે. પ્યા
કેશર ચંદને જીન પ્રતીમાની,
પુજા કરો મન સુદ્ધ આણીરે. પ્યા૦
ઉલટ ધરીને જે કોઇ શરણે,
જાય તે નરની બલીહારીરે. પ્યા૦
આઠે કર્મો સત્રુની માફક,
બીંદાઈ વળ્યા દુઃખ દાઇરે. પ્યા૦

માત તાત સુત બંધવ ભાઇ,
તેની નવ જાણો સગાઇરે. પ્યા૦
અથીર સંસાર આ સાગર માંહી,
નવ ફસાસો મારા ભાઇરે. પ્યા૦
જેસંગ જૈનનો જયકાર ગાળા,
ઉલટ ધરે મનમાંહ્યરે. પ્યા૦

૪૫

## રીખભજીનનું સ્તવન.

માહાદેવ ક્ષેત્ર સોહામણું–દેશી.

જગજીવન જગ વાલહો,
મરૂદેવીનો નંદ લાલરે;
મુખ દીઠે સુખ ઉપજે,
દરસણ અતિહી આણંદ લાલરે. જ૦ ૧
આખડી અંબુજ પાખડી.
અષ્ટમા શશી સમ ભાલ લાલરે,

વદન તે સારદ ચદલા;
વાણી અ તઅ રસાલ લાલરે. જ૦ ૨
લક્ષણ અંગે વિરાજતાં,
અડહીય સહસ ઉદાર લાલરે;
રેખાકર ચરણાદીકે,
અભ્યંતર નહીં પાર લાલરે. જ૦ ૩
ઇંદ્ર ચંદ્ર રવિ ગીરી તણા,
ગુણ લેઈ ઘડીયું અંગ લાલરે;
ભાગ્ય કીહાં થકી આવીયા,
અચરીંજ એહ ઉતંગ લાલરે. જ૦ ૪
ગુંગ સઘલા અંગે કરયા,
દુર કરયા સવી દોખ લાલરે;
વાચક જશ વિજયે થણ્યો,
દેજો સુખનો પોખ લાલરે. જ૦ ૫

૪૬

# ધરમનાથ જીન સ્તવન.

લાવણી.

શ્રી ધર્મનાથ મહારાજ, વિનંતી આજ,
ઉરમાં ધરજી; (૨)
સ્વિકારો મારા શામ, આટલી અરજી. ટેક.
મેં કર્મ કર્યાં કાંઇ ક્રોડ, નથી મુજ જોડ,
અવનીમાંહી; [૨]
પાપી હું પુરણ, પ્રેમ ધરોને કાંઈ. શ્રી ધ૦
છો રત્નપુરીના રાય, સુવૃતામાય,
સુતભાનુંના; ( ૨ )
સો માફ કરો મહારાજ, હોય જે ગુના
શ્રી ધરમ૦
હું ભવ અટવિની માંહ્ય,
રઝળીઓ રાય, રાંક બહુ થઇને; (૨)
કાંઈ કીધા કોટી જન્મ,

મરણ દુઃખ સહીને. શ્રી ધરમ૦
સંસાર જાળની સાથ, ગુથ્યા પગ હાથ,
તરૂં શી રીતે. ( ૨ )
પોહોચાડો નિધીપાર, નમુ છું નિતે
શ્રી ધરમ૦
ચોરી ચાડી શીલભંગ, જાણીને રંગ,
ઈમંગે કીધાં. ( ૨ )
આ નીચે કર્મોને કાજ,
કષ્ટ બહુ લીધાં. શ્રી ધરમ૦
નહી ધર્યો ધર્મ કાંઇ કાન, આણીને સાન,
કાયા નહી કષ્ટી ( ૨ ).
અમૃતવત દાખો હવે,
આપની દ્રષ્ટી શ્રી ધરમ૦
હું તરૂણીમાં બહુતાન ભુલ્યો
સૌ ભાન સુંખ સાગરમાં ( ૨ )
મળશે ક્યાંથી તે રત્ન,

પ્રભુ ગાગરમાં શ્રી ધરમ૦
મેં કર્યાં દેવજે દોષ,
રાખ્ય નહીં રોષ, માફી હું માંગુ. (૨]
શર્ણે આવ્યો છું શામ,
ચર્ણે હું લાગું. શ્રી ધરમ૦
નહી ધરૂં તુજ વિણુધ્યાન,
કરૂં ગુણગાન, ધર્મના ધોરી. (૨)
આપો શિવરમણી સુખ,
અજ એ મોરી. શ્રી ધરમ૦
કહે દ્વિકરજોડી દાસ પુરીને આશ,
પાપપર હરજો;(૨)
સશિ સુતતણી સૈ અજ,
ધ્યામાં ધરજો. શ્રી ધરમ૦

# પંચ પરમેષ્ટીની આરતી.

જયદેવ જયદેવ, જય જય જગ ત્રાતા;(પ્રભુ)
પારંગત પિતુમાતા,
તું ભગની ભ્રાતા. જયદેવ૦ ૧
આદેશ્વર સ્વામી, છો અંતરજામી; (પ્રભુ)
વિશ્વ સકળ વિસરામી, (૨)
ગીરૂઆ ગુણ ગ્રામી. જય૦ ૨
જીનવર જયકારી, અત્યંત ઉપકારી; (પ્રભુ)
શાંતિ શાંતિ સુખકારી, (૨)
નરનારી તારી. જય૦ ૩
અરિહા અવિકારી, ભગવત્ બ્રહ્મચારી;(પ્રભુ)
પસુના પ્રાણ ઉગારી, (૨)
નેમ તજી નારી. જયદેવ૦ ૪
નર નિરજર જાતી, પાર્શ્વ ગુણો ગાતી;(પ્રભુ)
જરા ન્હવણથી જાતી, (૨)
ખટ દર્શન ખ્યાતી. જયદેવ૦ ૫

વર્દ્ધમાન વાણી, જગ સુખકર જાણી; (પ્રભુ)
શુણી ભાવે ભવિ પ્રાણી, (૨)
વરીયા શીવરાણી. જયદેવ૦ ૬
એ પરમેષ્ટી પંચ, (૨) નમતાં અઘનાસે; (પ્રભુ)
સકળ વિઘન સંહારી, (૨)
વસિએ શિવ વાસે. જયદેવ૦ ૭
ગુરૂ ઉદ્યોત પશાય જીન પદકજ રંગે; (પ્રભુ)
શિવ સુત કેશવ વંદે (૨)
જૈન સભા સંગે. જયદેવ૦ ૮

## મંગળદીવો.

ચ્યારો મંગલ ચ્યાર,
આજે મારે ચ્યારો મંગલ ચ્યાર; એ ટેક.
દેખ્યો દરસ સરસ જીનજીકો,
શોભા સુંદર સાર. આજે૦ ૧
છીનું છીનું છીનું મન મોહન ચરચ્યો,
ઘસી કેસર ઘનસાર આજે૦ ૨

વિવિધ જાતકે પુષ્પ મંગાવો,
મોઘરલાલ ગુલાંલ. આજે ૩
ધુપ ઉખેવો ને કરો આરતી,
મુખ બોલો જયકાર, આજે૦ ૪
હરખ ધરી આદેશ્વર પૂજો,
ચોમુખ પ્રતીમા ચાર. આજે૦ ૫
ભાવ હૈયે ધરી ભાવના ભાવો
જીમ પામો ભવ પાર. આજે૦ ૬
સકલચંદ સેવક જીનજીકો,
આનંદ ઘન ઉપગાર. આજે૦ ૭



## સૂચના.

### આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

અમદાવાદ—જેશંગભાઈ મોતીલાલ શાહ.

ગુરૂશેલર—શીશીરોડ.

મોતીલાલ મનસુખરામ મોદી

ભાગા કૈલાસની પોળ.

ઉપર લખેલે ઠેકાણે સર્વે જાતનાં પુસ્તકો મળશે.

---

મુંબઈ—રાજ્યભક્ત પ્રીન્ટીંગ પ્રેસમાં સર્વે જાતનું છાપવાનું કામ થાય છે તથા પુસ્તકો મળે છે.

ઠેકાણું—પાયધોની ભીંડીબજારને નાકે શાંતીનાથના દેરાસરની જોડમાં.